

# શાન્તા

અને

# પ્રપંચીનો પ્યાર.




છપાવી પ્રસિદ્ધ કરનાર.

**જેશંકર ત્રીકમજી અમરેલીવાળા.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું, નાણાવટ—સુરત.



છાપનાર—[illegible]કોરદાસ માનસીંગ

છાપવાનું ઠેકાણું,

“જૈનવિજય” પ્રિંટીંગ પ્રેસ—ખાટાના ચકલા ઉપર

સુરત.


કીંમત એક આનો.



# શાન્તા અને પ્રપંચીનો પ્યાર.

" માણસ નહિ બળવાન પણ સમય ખરે બળવાન આજે ગ્રીષ્મ ઋતુએ પોતાની પ્રબળ સત્તા ફેલાવતી સમ્ર સમાટ કરતી ચાલી જાય છે, સંધ્યા થવાનો સમય આવી પહોચ્યો છે, સુર્યનારાયણ પોતાના તેજસ્વી કિરણો વડે પૃથ્વી ઉપર સુવર્ણ ગાલીચો બીછાવી શાંન્તિ આપી રહ્યા છે.

આવા સમયમાં સુર્યનારાયણના પવિત્ર કન્યા તાપી પોતાના શુદ્ધ જળથી દરેક મનુષ્યને મંદ મંદ પવનની મીઠી લહેરથી અને જળચરો પોતાના ઝીણા ઝીણા સ્વરથી ..ફેરી મનુષ્યને આનંદ આપવા તૈયાર થયા છે.

એવે સમયે ગામ સુર્યપુરના મોટા મોટા સાહુકારની સ્ત્રીઓ વસ્ત્રાલંકારો સજી માથે પાણીના બેડા લઇ પાણી ભરવા સ્ત્રીઓના ટોળા જવા લાગ્યા છે, ત્યાં આગળ આપણી વાર્તાની નાયકા શાન્તાગવરી પણ પોતાની સરખી સાહેલીને સાથે લેડી જળ ભરવા ચાલી આવે છે ત્યારે પ્રથમ પહેલા જુઆ બોલી–બહેન જોતો ખરી આજનો દિવસ કેવો ..ગ રળીયામણો લાગે છે. સુર્યસુતા પોતાનું પ્રચંડ વ.. ધારણ કરી સર્વને આનદ આપી રહ્યા છે. ચંદ્રમા .. આ સૃષ્ટીને કેવો શોભાવી રહ્યો છે અને શુક, કોકિલા, ..ર, સારંસ, હંસ, બપૈયા પોતાના મધુર સ્વરથી આ

ને ગજાવી રહ્યા છે. પણ બહેન મારે આપને જે
કહુવાનું છે જો રજા હોય તો કહું.

**શાન્તાગવરી**-ગાંડી વળી રજા શું ને વાત શું તારે
જે કહેવું હોય તે સુખેથી કહે શા માટે અટકે છે વારૂ ?

**વિજીઆ**-બહેન જો સાંભળ, આ બાગની રચના અને
આ મીઠા મીઠા મંદ પવનની ઝીણી ઝીણી લહેરોથી પણ
આપ શીતળ ન થયાને શું ?

**શાન્તાગવરી**-સહજ હાસ્ય કરતા બોલી, ઘેલી
હું તો શીત છું.

**વિજીઆ**-પણ બહેન આપ શીતળ હો તો લકે પણ
આ બાગની અને રૂતુની બધી સુખપ્રદ સામગ્રીએ
જણાય છે કે આપ શીતળ ન થયા.

**શાન્તાગવરી**-બહેન બોલ જોઇએ કે હું શીતળ
કેમ ન થઈ શકી.

**મધુરી**-બહેન આપના લલાટે બાઝેલા પ્રસ્વેદના બુ
બિંદુઓથી સ્પષ્ટ જણાય છે કે આપ શીતળ નથી થ

**શાન્તાગવરી**-ઘેલી એ પ્રસવેદનું કારણ શું ?

**વિજીયા**-તો બહેન આટલામાં સહજ
આપ શ્રમીત થયા છો તો પછી આપના માટે
પર કીરતારે કયા ભાગ્યશાળી પુરૂષનો નિર્માણ કીધે હશે

**શાન્તાગવરી**-પણ સખી માહરો એવો નિય

કે બનતા સુધી પરણવુંજ નહિ. પરણી સંસારશાળાના અનુભવાથીં થવામાં શું સાર છે તે તુજ વિચારને.

**વિજીયા**—પણ બહેન આપ અમારા સમજાવ્યાથી સમજી નહિ શકો પણ જ્યારે આપ કોઇ વિર ઉદાર, સરલ, ગુણવાન અને વિદ્યવાન બહાદુરના પ્રસંગમાં આવશો ત્યારે તમને તમારી મેળેજ ખબર પડવાની, પણ બહેન તું મારૂ વાક્ય ભુલી નહિ જતી સમજીને ધ્યાનમાં રાખજે.

**શાંન્તાગવરી**—પણ બહેન આપણે અહિઆ કેટલાક વખત સુધિ ખાલી રોકાવું છે પણ હાલનો જમાનો બહુ વિપરીત છે, કહેવત છે કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ એ કહેવત જુઠી નથી માટે ચાલો આપણે હવે પાણી ભરી આપણી સખીયો સાથે ઘેર જઇએ.

પ્રીય વાચનાર મહાશયો ને પાઠકગણો હવે આપણે આપણા પ્રેમ ઘેલા રમણીક તરફ નજર ફેરવીએ અને તેના ગોર વહનનું વર્ણન કરીએ જેથી મનુષ્ય વર્ગમાં બીજા પ્રેમી મનુષ્યોના ધ્યાનમાં રહે.

**રમણીક**—આહા, દોસ્ત બ્રીજવિહારી દેખ તો ખરા એ સુન્દર રાજ કન્યાની સુન્દરતા તો દેખ કેસા ઉસ્કા મધુર સ્વર હે કૈસી ઉસકી પતલી કમર દેખકર મેરા જીઆકુ લબક જબક હોજાતા હય એ પરી ઇદ્રકા ઘરકી અધિર જમીનપે નાટ્યારંભ કરનેકુ આઈ હય ઉસ્કા સમાગમ

મ૦

મેરેસે કભી ન હોગા ઉસ્કા સીવાય એ જીદગી વૃથા હૈ.

બ્રીજબીહારી—દોસ્ત રમણીક દેખતો સહિ, એ પરી ઉસ્કી સખીકી સાથ પાણી ભરી ચલને લગી.

રમણીક—ધન્ય છે વિધાતા તારી ગતિને કે તે આ આર્યભુમિપર આવા સ્ત્રી રત્ન પેદા કીધા છે આમ બોલતો તે નીચે પ્રમાણે ગાન કરવા લાગ્યો.

## વસંન્ત તિલકા વૃત.

રે....રે....સુન્દરી મધુર રસકેલી નવેલી,
તારી છબી સકળ મુજ અંન્તરમાં વસેલી;
તું ઉર્વશી ઠસી ચીત મોર ઘેલી,
પામ્યો મહાત નિરખી પ્રીયને ઉભેલી.

વાહ—વાહ, શું તેનો મીઠો સ્વર જાણે કેમ કોયલ કાલી ટહુકાર કરી રહી હોય તેની ચાલતો જાણે હરણીની માફક મટકતિ અંબોડી તો જાણે કાળી નાગણી આખતો જાણે કેરીની ફાડ મુખતો જાણે ચન્દ્રમાંએજ વાસ કરી આપ્યો હોય તેમ ભાસે છે તેના વદનમાં તો જાણે તેલ સેંટ લવંડર અતરોથી પણ પુર બહારમાં લપકી રહ્યા છે કંઠમાં કેવો મધુર સ્વાદ સમાયલો છે ગળામાં ? નકસીદાર સુગંધીબી મોગરાનો હાર ઝાલી રહ્યો છે રે તે ફુલનો સુવાસ લેનાર ભમર કોણ હશે આમ બોલ પાછો નીચે પ્રમાણે ગાન કરવા લાગ્યો.

રાગ ઉપર પ્રમાણે.

પંકજ સુગંધ લેવા ભમરો ધસે છે,
સ્પૃષ્ટ દેખી કળીને પાછો ખસે છે.
ભમરેથી વાગ્યા નહિ તે રૂઝાશે,
વિખુટો પડુ તડપી પ્રીય પ્રાણુ જાયે.

પ્રભુ મેળવે તો આવી સુન્દરી મેળવજો નહિતર આ ભારત નરોના દુઃખી થતા આત્માને શાંતી આપી તારા દરબારમાં બોલાવી સદાને માટે સુખી રાખજો પણ ચાલ તો ખરો આમ હિમતહારે કાઇ થવાનું નથી માટે ચાલ પુછુ તો ખરો કે તે સ્ત્રી કોની પુત્રી છે અને કયે ઠેકાણે રહે છે તે પુછુ પછી બીજી વાત આમ વિચાર કરી તે આગળ ચાલ્યો અને મનમાં બડબડવા લાગ્યો કે શુ મદનરાજે તેના યુવાવસ્થા ઉપર પોતાની પ્રબળ સતાની સ્વારી બીછાવી દીધી છે મદનની મસ્તીમાં મૃગનયની ચાલી જાય છે. આહા !

ગાયન

મસ્ત બની જોબન મદન મદમાતી,
મૃગનયની ગજ ગામની કામની.
પતલી કમર લચકાતી જાતી વા વા........મસ્ત.
ચંચળ નયન અંજન સાર,
ફણી સમાણી ભુસણધારી વા વા નારી નજરેકારી,
મસ્ત બની જોબન મદન મદમાતી.

શ્રીજબિહારી-દોસ્ત રમણીક ચાલો હવે આપણે આપણા ઘર તરફ જઇએ કારણકે તે મનમોહના પણ તેની સખીઓ સાથે ચાલી જાય છે માટે આપણે પણ ચાલો.

રમણીક-ભાઈ શ્રીજબિહારી આપ જરા ઉતાવળા આગળ જાઓ હું આપની પાછળ પાછળ ચાલ્યો આવું છું.

શ્રીજબીહારી-ભલે હું જાઉં છું તમારે જ્યાં જવું હોય ત્યાં સુખેથી જાવ પણ મારા ગયા પછી આપ પસ્તાશો હો માટે માનો અને મને રજા ન આપો.

રમણીક-પસ્તાવો શાનો થવાનો છે ભલા તે તો કહે હું બધું સમજુ છું કે તારે મને શીખામણ દેવાની જરૂર નથી માટે આપ હવે સુખેથી સીધાવો.

શ્રીજબિહારી-બહુ સારૂં, હું જાઉં છું પણ યાદ રાખજે કે હેરાન પાકો કરીશ ત્યારે મારૂ હૃદય શાંત થાશે આમ કહી જાય છે.

રમણીક-જીવ ચાલ હવે આગળ જઈ પેલી બાળાના અમૃત ઝરતા બિંદુડાને વિણવા શક્તીમાન થાવ આમ કહી આગળ ચાલ્યો.

શાન્તાગવરી-બહેન વિજીઆ આ સામે જે હમણા પુરૂષ ગયો તે કોણ હશે જો તો ખરી તેણે મારી એક ચોરી કરી છે.

વિજીયા-બહેન તું તો ઘેલી થઇ કે હવે થવાની,

ચાલ સીધી ઘેર, નહી તો દિવાની બની જશે તો અમદાવાદમાં મેંટ હોસ્પીટાલમાં મોકલવી પડશે.

મધુરી–વિજીયા, બાંહેન મારૂં મન પેલા દુર ઉભેલા માણુસમાં લિન થઇ ગયું છે માટે ચાલ તેને અહિંયા બોલાવી લાવીએ તો કાંઇક આરામ થશે.

**શાન્તા**–વિજીયા, જા મારા ચીતચોરક ચંચળ ચોર મનમોહકમોર વિણાધારી કાનને લાવજા લાવ નહિતર મારો જીવ આ વખતે પરલોક પામશે.

ઓ ભારત માતા તારી વિયોગી બાળાપર દયા કર અને તેના દુઃખી થતા અંતઃકરણને શાન્તી આપ ઓ ચન્દ્રમાં તારી શાન્તી પ્રસરાવી સર્વેના દુઃખી જીવનને શાંતિ આપે છે તો મારા જીવનને કાં શાંન્તિ આપતો નથી સાગર દેવ તમો પણ આ ટાણે બની નીરદય કેમ બેઠા છો આકાશમાં રહેનારા દેવતાઓ તમે મારા પ્રેમીને જલદી આપો મારા આ યુવક બાગનો બળતો વિરહ શાન્ત થાય આવો કયા છે મારો પ્રાણનીયત હાર કયા છે.

આ પ્રમાણે કલપાંત કરતી નીચે પ્રમાણે ગાવા માંડી.

રાગ સોહણી.

મુજ લાડીલો કોઈ લાવીદે<br>
અલ્યા ઝાડ તુ દે<br>
રે આકાશ તુ દે રે મુજ–

ઓ વિશ્નુ તુ દે
ઓ ધરતી માત તુ દે ૨ મુજ–
સાગર દેવ તુ દે
ચંન્દ્રમાં તુ દે. રે....મુજ લાડીલો કોઇ લાવીદે

મધુરી મધુરી કેમ કાંઈ બોલતિ નથી તમે પણ છેક નીરદયતા બની ગયુ કે શું;

મધુરી–બહેન શુ છે આપની પાસેને પાસે અમો તો ઉભી છીએ બહેન ચાલ હવે ઘરે અહિયા કોઈ છેજ નહિ માટે ચાલ.

શાન્તા–મધુરી જા સામેથી તેડી લાવ.

મધુરી–બહુ સારૂં બહેન જાવ છું તેડી લાવું છું વિજીયા જા પેલા સામે ઉભા તેને અહિઆ બોલાવી લાવ.

વિજીયા–બહેન જાવ છુ અરે ભાઇ તમને કાઇ દવા આવડે છે જો આવડતિ હોય તો અમારી બહેન શાંન્તિને દવા આપી આરામ કરશો.

રમણીક–બાઇ હું આવુ છું અને તેમની તબીયત જોઈ દવા આપીશ.

વિજીયા–બહેન લે આ સામે ઉભેલા માણસને તેડી આવી છું.

શાન્તા–અરે ઓ ભલા માણુસ આપ જ્ઞાતે કોણુ છો અને તમારૂં નામ શું વળી ગામ કયુ તે જણાવવા હરકત ન હોય તો જણાવશો.

**રમણીક**–મારૂં નામ રમણીક છે મારૂં ગામ કાઠીયાવાડમાં આવેલા વિશાળ પ્રદેશ ગીરનારના છાયામાં જુનાગઢ છે ત્યાંનો હું વતની છું અને અહિયા નોકરી કરૂં છું વળી અમો જાતના રજપુત છીએ. હવે આપ ફરમાવો.

**શાન્તા**–આપે મારી એક ચીજની ચોરી કરી છે તે પાછી આપવા કૃપા કરો શા માટે છીનવી ચાલ્યા જાઓ છો. માટે આપો તે તમને ઉપીયોગી નથી.

**રમણીક** ચતુર હતો એટલે તુરત સમજી ગયો અને બોલ્યો આપની મે ચોરી કરી છે તે ખરી પણ સાબીત કરી આપવી પડશે.

**શાન્તા**–વારૂ સાબીત કરી આપું તો પછી શીક્ષા સહન કરવી પડશે.

**રમણીક**–બહુ સારૂ સતર વખત સહન કરીશ.

**શાન્તા**–તમે તમારા મનને પુછો કે નક્કી છે કે નહિ.

**રમણીક**–મે મારા મનને મારા કબજામાં સજડ બાંધી લીધું છે તો મારે પુછવાની જરૂર નથી.

**શાન્તા**–ત્યારે આપે મારૂ મન હરણ કરી લીધુ છે તે પાછું આપો.

**રમણીક**–વળી મન કેવું અને કેવું કામ આતો ભરમ —ગે છે.

**શાન્તા**–કેમ પાછા અટકી ગયા ચોરેલી ચીજ પાછી

આપવી તો પડશે પારકી ચીજના ધણી થવાતું હશે કે વાહરે વાહ સાહુકાર તો ચીનના જણાઓ છો.

**રમણીક**—બહુ સારૂ તમારી ચોરેલી ચીજ પાછી આપું તો તેને રાખશો કયા અને તેનો ઉપયોગ શું કરશો કહો જોઇએ.

**શાન્તા**—તેને મારી મુકરર કરેલી જગ્યાએ રાખીશ અને તેનાથી યોગ્ય કામ લઇશ આપ આપવા વિલંબ શા માટે કરો છો આપો સત્વર આપો !

**રમણીક**—બહુ સારૂં આવો અને લ્યો તમારી ચોરેલી વસ્તુ આપું વારૂં.

શાન્તા લાવો કહિ પાસે જાય છે.

**શાન્તા**—રમણીક મારે આપને કાંઈ કહેવાનું છે. જો આપનો હુકમ હોય તો કહું.

**રમણીક**—બહુ સારૂ જે કહેવાનું હોય તે સુખેથી કહો હવે શા માટે શરમ રાખો છો જે કહેવાનું હોય તે સત્વર કહો.

**શાન્તા**—રમણીક આપે મારો નિશ્ચય તોડયો છે હું આપને શું કહું મ્હને ખબર નહોતી કે એક સમય એવો આવશે કે જે કાળે હું આવું પરિણામ પામીશ.

**રમણીક**—શાન્તા આપ સુજ્ઞ થઈ વિચાર કરો તે યોગ્ય છે ખરો પણ મારે જરા આપને કહેવાનું છે જો આજ્ઞા હોય તો કહું.

શાન્તા–બહુ સારૂ એક નહિ પણ અનેક ફરમાવો તો હુકમ છે.

રમણીક–મારે આપને પરણવાની ઇચ્છા છે તે આપના માતા પિતાને આપ જ્યારે આ વાત જાહેર કરશો ત્યારે તમારા આત્માને દુઃખ થશે પણ આપના માટે તો કોઇ મોટા રાજ્યસ્થાનનો માલીક જોઇએ વળી આપના માતા પિતા આપને જ્યારે કોઈ મોટા રાજ વૈભવવાળાની સાથે આપનો સંબંધ જોડે ત્યારે આપ મને વિસરી જશો.

શાન્તા–રમણીક હું મોહટા રાજ્યસ્થાનના કે વૈભવવાળાને ચાહતી નથી હું તો ફક્ત વિદ્યાવાન તથા શક્તીવાનનેજ ચાહું છું વળી મારે જે જોઇએ છીએ તે મને આપના તરફથી સમ્પુર્ણ રીતે મળી શકે તેમ છે વળી મારે મારા માતાપિતાની પાસેથી રજા મેળવવી છે માટે આપ તે બાબત બેફીકર રહો.

રમણીક–શાન્તા વળી આપ મ્હારા જેવાને પરણી શું સુખી થવાના છો માટે આપ મહને ભુલી જાઓ.

શાન્તા–રમણીક તમે શા માટે ફીકર કરો છો જ્યાં આગળ માતા પિતાની સન્મતિ થઇ તો પછી બીજાનું કાંઈ ચાલે તેમ નથી માટે ધીરજ ધરો.

રમણીક–લ્યો હવે રજા લઉં છુ કારણકે બીજબિહારીનું મેં અપમાન કરી કાઢી મુકયો છે તો તેણે આપણા સુખના માટે ઉલટા વિચાર બાંધ્યા હશે માટે મને આ

વખતે રજા આપ હું પાછો મળીશ.

**શાન્તા**—બહુ સારૂ પણ હવે આવતિ કાલે શ્રીકાશી-વીશ્વનાથને મંદીરે દર્શન કરવાને હુ મારી સખીની સાથે જવાની છુ તો ત્યાં આગળ સાડાચાર વાગે આવી મળજો.

**રમણીક**—ફીકર કરશો નહિ હુ પણ બરાબર ટાઇ-મસર આવીશ માટે લ્યો હવે રજા છે.

## શેર.

**શાન્તા**—જાસો નહિ છોડી મને વાહાલા પ્રાણાધાર,
સુખ સંપત જ્યારે થસે જ્યારે જોશું નાથ;
તમવિણ અવર ગમે નહિ પ્રિતમ પ્રાણ પુનીત,
રદય કમળ વર્સા રહ્યા સદા સુકોમળ રાય.

**રમણીક**—તનમન માહરૂ તુજ છે વાહાલી પ્રાણાધાર,
પડુ વિખુટો આજ હું મુકી દૈવ આધાર;
સાહક જેનો શ્રીહરી ધરજે હરનિસ ધ્યાન,
કરશે રક્ષા તાહરી વાહાલો જગદાધાર.

**રમણીક**—લ્યો શાન્તા રજા છેને.

**શાન્તા**—બહુ સારૂ પધારજો.

**વિજીયા**—બહેન શાન્તા ચાલો હવે બહુ વખત વિતિ ગયો છે માટે ઘરે રાહ જોતા હશે માટે ચાલ.

**શાન્તા**—બહુ સારૂ બહેન ચાલ.

# પ્રકરણ બીજું.

## પ્રપંચજાળ.

પ્રીય વાંચકો હવે આપણે અપમાન રહિત ભાગેલા બીજવિહારી તરફ દૃષ્ટિ ફેરવીએ કે તેણે આપણી ભોળી બાળાને ફસાવવાને માટે પ્રપંચજાળ પાથરી વિચારમાળાના ઘોડા દોડાવવા લાગ્યો અને આબેહુબ ચીતાર પ્રીય વાચક વર્ગને બતાવવાનો મારો પણ અપુર્વ વિચાર છે.

વાંચનાર હવે આપણે આટલું વાંચી સમજવાનું છે કે તેણે આપણી નવયૌવનવાન સ્વરૂપવાળી શાન્તાગવરીને ફસાવવાને માટે સઘળી બાજી ગોઠવી રાખેલ છે તેનું વર્ણન કહીયે શાન્તાગવરી પોતાની સખીઓને સાથે લઇ પોતાના હાથમાં સુવર્ણની થાળમાં પુજન સામગ્રી અબીલ ગુલાલ બીલીપત્ર આદિ પદાર્થ લઇ શંકરને મંદીરે આવી પહોંચ્યા છે દરેક સખીના હાથમાં સુગંધીદાર પુષ્પહાર રહી ગયા ન્તાકપાળમાં સુવર્ણ રહિત રક્ત ચાંલ્લો શોભી રહયો છે જાણે કે એ શું આકાશમાંથી સાક્ષાત ઉતરી આભામંડલને શોભા આપી રહયા હોય એમ લાગે છે. શાંતા તેની સખી સાથે શંકરની સ્તુતિ:કરતા આવે છે.

## સ્તુતિ.

### ગાયન.

સર્વ સાહેલી—
નમન નમન ચરણ ગવરીનાથ,
દક્ષદમન દક્ષદમન ચરણ ઉમાનાથ—નમન.
અર્ધઅંગ પાર્વતીસંગ બિરાજે છે વામા ઉછંગ,
ડાકડમરૂ સાથ વિષ્ણુ ગૃહે છે હાથ—નમન.

સર્વ સાહેલીસહ શાન્તા પુજન કરી એક તરફ પ્રદ-ક્ષણા કરતી આવે છે. ત્યાં એકાએક જેમ વિજળીનો ગડ-ગડાટ થતો અવાજ કાને પડયો ત્યાં સર્વ ગભરાટમાં પડી ગયા તેવામાં શાન્તાને ઉપાડી શ્રીજવિહારી તથા તેનો મિત્ર ઉપાડી ચાલ્યો ગયો.

શાન્તા વિલાપ કરે છે.

**શેર**

હાય કર્મ ફુટયું માહરૂં દુષ્ટ હાથ હું પડી
સહિયર સંગે રંગમાં આનંદે રમતિ હતિ
એ સમયમાં મુજને પાપી લઈ ચાલ્યો
જગત પિતા રક્ષા કરો આહ કર ગૃહો

અરે ઓ ભલા માણસ આપ આમ મને ચાનક ઉપાડી કયાં લઇ જવા ધારો છો મેં આપનું શું બગાડયું છે આપ મને કયા લઇ જવા ધારો છો.

શ્રીજબીહારી—આજ્ઞા હું આપને મ્હારા સાથે પ્રેમ બાંધવા લાગ્યો છું.

**શાન્તા**—અરે ઓ ભલા માણસ મને *
સાથે પાછો મુકી આવ તેમાં તુને ફાયદો.

**શ્રીજબીહારી**--મારે ફાયદો જોઈતો નથી *
સાથે પ્રીત કરવાની જરૂર છે જો માનશે તો સારૂં છે
બળાત્કાર કરવો પડશે.

**શાંન્તા**—જરા વિચારીને બોલ તારી પ્રીત સ્વીકાર
મને હું યોગ્ય નથી, તારી પ્રીત સ્વીકાર કરવાને તારી મા
તઇયાર છે.

**શ્રીજબીહારી**—બાળા હું તારી જોડી છું માટે આપ
ગે સ્વીકાર કરો.

ગાયન.

બોલો અબળા વિચારી હું છું જોડી તમારી જોડી,
શું કરો વિવાદની વાતડી.
**શાન્તા**—બોલ દુષ્ટ વિચારી ખેંચી કાઢું જીભ તારી.
નહિ કદી એ એ વાત થનારી.
**!જબીહારી**—સ્વીકાર સલુણી ડર નહિ ધાર.
**ાાન્તા**—ખાશે યમ માર.
**ીજબીહારી**—કર પ્યાર દીલદાર.
**શાન્તા**--મન વિચાર તુ ગમાર આવાર ફીટકાર શા માટે
ફાંફા મારે. અંતે ગારામાં ગોથા ખાવાનો બોલ દુષ્ટ
ખેંચીશ તારી નહિ કદાએ એ ~

દુષ્ટ બુદ્ધીના રાક્ષસ તને હું હજી પણ કહું છું કે યાંથી લાવ્યો છે ત્યાં આગળ પાછી મુકી આવ ? ફાયદો છે નહિતર નુકશાન છે તે નક્કી સમજજે.

શ્રીજબીહારી–તને આવા અયોગ્ય ભાષણ કરવા ? કોણે આપી.

શાન્તા–તમારા તરફના અસાધારણ પ્રેમે, તમારા પ્રેમનો હું સત્કાર કોઇ રીતે કરી શકની નથી માટે વિચાર અને આવો મનુષ્ય જેવો ઉત્તમ દેહ ધારણ કર્યો છતાં પશુ અધમ કૃત્ય આરંભતા તને જરા પણ ડર નથી લાગતો જરા પરમેશ્વરનો ડર દીલમાં ધાર વળી જ્યારે માણસનો મરણ કાળ આવે છે ત્યારે તેને કોઈપણ સદુપદેશ કરે તે તેના ણમાં ઉતરતો નથી અને આ ખાલી મોહની ભ્રમણામાં ભમ્ય કરે છે હે ભલા માણસ મને તારાપર વારંવાર કહેવાને મા તીરસ્કાર વૃત્તિ ફુટી રહી છે તે કદાપી કાળે શાન્તિ થ- શી માટે સમજે તો સારૂ.

શ્રીજબિહારી–બાળા જરા વિચારીને બોલ ને. મરણને શરણ થઇ તારા સાથે બળાત્કાર કરવો પડશે મા...

અપૂર્ણ.

આગળ બીજા ગ.માં